॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ નખત્રાણા-કચ્છ

કાર્યાલયઃ ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● અષાઢ વદ - ૯ ● તા. ૧૪-૦૭-૨૦૨૦ ● મંગળવાર SDP NO: 87 MOB. : WHATSAPP- 9422884366, 7410087935. hmtsanatandharmpatrika@gmail.com

## Happy Birthday



૫૦મા જન્મદિવસ ની શુભેચ્છા, તા. ૧૪ જુલાઈ

રવિભાઈ દેવશીભાઈ ધોળું, ગોવા.

સમાજસેવા અને જનસેવા ને વરેલા રવિભાઈ ધોળુંને જન્મ દિવસે સુદીર્ઘ અને નિરામય જીવન ની શુભ કામનાઓ પાઠવીએ છીએ, આપશ્રી ને કુળદેવી શ્રી ઉમિયા મા સમાજસેવા માટે સ્વાસ્થ્ય અને સંપન્નતા અર્પે એજ પ્રાર્થના.

- પ્રચાર પ્રસાર સમિતિ

રવિભાઈ દેવશીભાઈ ધોળું, ગોવા. (Mob. 9822123460) ના જન્મ દિવસ નિમિત્તે "**સનાતન ધર્મ પત્રિકા**" ના આજીવન બે સભ્યપદ ના અનુદાન અને રૂા.૫૦૦/- તેમનાં ધર્મપત્ની એ આપી સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે. એમને પતિદેવ ને આ રીતે ૫૦મા જન્મદિવસ ની સરપ્રાઈઝ ભેટ આપી છે.

શ્રી સમાજ અને પ્રચાર પ્રસાર સમિતિ તેમનો વિશેષ આભાર સાથે જન્મ દિવસની ખુબ ખુબ શુભેચ્છાઓ પાઠવે છે.

## શ્રદ્ધાંજલિ



**ગોમતીબેન પ્રેમજી ભાવાણી, ઉંમર વર્ષ ૮૦,**
**કચ્છમાં ગામ મોટી વિરાણી હાલે ચેન્નાઈ નિવાસી**

શ્રી પ્રેમજીભાઈ નાનજી ભાવાણી ના પત્ની, ભાણજીભાઈ, છગનભાઈ, ગોવિંદભાઈ તેમજ અમૃતભાઈ ના માતૃશ્રી તા. ૧૨.૦૭.૨૦૨૦ ને રવિવારે સાંજે ૫.૩૦ કલાકે ટુંકી માંદગી બાદ પ્રભુ શરણ સીધાવેલ છે..

તેઓ સનાતન ધર્મ પત્રિકા પરિવારના સક્રિય સભ્ય અને દક્ષિણ ભારત રીજીયન પ્રમુખ અમૃતભાઈ ભાવાણી ના માતૃશ્રી હતાં.

જેઓ માતૃશ્રી ના સંપર્કમાં હતાં તેઓ જાણે છે કે તેઓ કર્મઠ, ભક્તિ ભાવ અને માયાળુ સ્વભાવના હતાં.

જીવન અને મરણ એ આપણા હાથની વાત નથી. તેથી મૃત્યુ ને મંગલ ઉત્સવ માનીને મન મનાવવું જ રહ્યું.

વડિલો ના આશીર્વાદ એજ સૌથી મોટી સાંત્વના છે, પણ ઈશ્વર ને જે ગમ્યું તે ખરું.

પરમ કૃપાળુ પરમાત્મા એમના દિવ્ય આત્મા ને ચિર શાંતિ અર્પે એવી પ્રાર્થના.

**- સનાતન ધર્મ પત્રિકા (પ્રચાર પ્રસાર સમિતિ)**

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૧૨.૦૭.૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૪૩.**

યુવાસંઘ સંચાલિત યુવા સુરક્ષા કવચ (YSK) યોજના માં રેપેમેંટ માટે ACH ની વ્યવસ્થા છે. આ ACH નું ફૂલ ફોર્મ શું છે ...???

સાચો જવાબઃ Auto Meted Clearing House

સાચો જવાબ આપનાર વિજેતાઃ હીનાબેન મનોજભાઈ રંગાણી, ચીખલી. (૯૧૦૬૭૨૦૦૫૦)

**તા. ૧૩.૦૭.૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૪૪.**

કચ્છ નો પ્રખ્યાત મેળો જે યક્ષ બોંતેરના સ્થાનકમાં કયા મહિનામાં યોજાય છે ?

**આજના પ્રશ્ન માટે જુઓ સમાચાર વિડિયો ક્લિપ,**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## વિદ્યા લક્ષ્મી અમૃત કુંભ નું અમૃત સિંચન નો પ્રારંભ

સંયોજક : ગૌરાંગભાઈ ધનાણી, કડોદરા-સુરત.



શ્રી અખિલ ભારતીય ક ક પા સમાજ ની શિક્ષણ નિધિ નો ચેક રૂા. ૧૦૦૦૦૦/- લોન સ્વરુપે ગંગારામ ભાઈ ગણદેવી ને ઝોન સમાજ ના ઉપ પ્રમુખશ્રી બાબુભાઈ તેમજ બિલીમોરા સમાજ ના પ્રમુખશ્રી પ્રાણલાલ જાદવાણી/મહામંત્રી ભરત ભાઈ જાદવાણી સાથે સમાજ વડીલ વિશ્રામભાઈ ની હાજરી માં કેન્દ્રીય શ્રીસમાજ વતી અર્પણ કરવા માં આવ્યો

આજ રીતે રૂા. ૧૦૦૦૦૦/- નો ચેક લોન સ્વરુપે ચંદ્રકાંત ભાઈ ભરુચ ને શ્રી સમાજ વતી ભરુચ સમાજ ના મહામંત્રી શીવજી ભાઈ એ અર્પણ કર્યો.

સમાજ નો મજભૂત પાયા ના નિર્માણ ની આ શિક્ષણ નિધિ ને નવું સ્વરૂપ આપવા ટિમ બની છે પણ અત્યાર થી જ જરૂરિયાત ને સહાય આપવા સ્થાનિક સમાજ અને ઝોન સમાજ ના ઉત્તમ પ્રયાસે વિદ્યાર્થી ને સહાય સામ્યર પહોંચે તે માટે ના શ્રીસમાંજ ના સંકલન કરી ને સત્વરે નિર્ણય ની આ તસવીર...

## પ્રેરણાત્મક ... આપણે સૌએ અપનાવવા જેવું ...

તા :- 13/07/2020

**HimmathSenghani- Vijaywada 9246109008 - VDR**
**Hitesh Limbani- Palanpur 9427518302 - VDR**

પોતાના જન્મ દિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના આજીવન સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને યુવાસંઘ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છાઓ પાઠવે છે.

- પ્રતિનિધિઃ નીલેશભાઈ સુરાણી, તલોદ.

## અવસાન સમાચાર

તારીખ ૧૨/૭/૨૦૨૦, રવિવાર

સ્વ. મરઘાંબેન વિશ્રામભાઈ ધોળુ (નરસિંગાણી), ઉંમર વર્ષ - ૧૦૦
કચ્છ માં ગામ વિથોણ, હાલે પીછાબાની (વેસ્ટ બંગાલ)

## SSC માં 93 % બદલ "હાર્દિક અભિનંદન"



**દેવ વિજયકુમાર છાભૈયા,**
(પારેખ સો મિલ, BPS, પરિવારના)
SSC બોર્ડમાં93% મેળવી,
છાભૈયા પરિવાર અને
પિન્યા – બેંગ્લોર સમાજનું
ગૌરવ વધારવા બદલ "હાર્દિક અભિનંદન"
અને ભાવિ પ્રગતિની શુભકામના.

## વૃક્ષારોપણ

પ્રવીણભાઈ દીવાણી, ધુલિયા(મહારાષ્ટ્ર).



શ્રી કચ્છ કડવા પાટીદાર નવયુવા મંડળ ધુલિયા દ્વારા તારીખ ૧૨/ ૭/ ૨૦૨૦ વાર રવિવાર ધુલિયા MIDC (એમ.આઈ.ડી.સી.) ઉદ્યોગ ક્ષેત્રમાં ૭૧ વૃક્ષોનું વૃક્ષારોપણ કરવામાં આવ્યું.

ગ્રીન ઇન્ડિયા મિશનમાં સમાજના મંત્રી શ્રી મગનભાઈ પેથાણી, ખાનદેશ વિભાગના પ્રમુખ શ્રી જયંતીભાઈ દિવાણી તેમજ મહામંત્રી શ્રી પ્રવીણભાઈ દિવાણી અને ધુલિયા યુવા મંડળના પ્રમુખ શ્રી પ્રવીણભાઈ ધોળું, ખાનદેશ એગ્રીકલ્ચર વિભાગ ના કન્વીનર લીલાધરભાઇ ભગત સાથે સમાજના વડીલો તેમજ યુવા મંડળના હોદેદારો તેમજ યુવા મંડળના તમામ સભ્યો યુવાસંઘના આ મિશનને સક્ષમ બનાવવાના ભાગરૂપે વૃક્ષારોપણ ના કાર્યક્રમમાં ઉત્સાહથી ભાગ લીધો હતો. વૃક્ષ છે...તો જીવન છે...

## આરોગ્ય ના આંગણે.. ઔષધીય વનસ્પતિ નો પરિચય.

સંકલન : ગૌરાંગભાઈ ધનાણી, કડોદરા-સુરત.

### ખીજડો



- પવિત્ર વૃક્ષ. રાજસ્થાનમાં તેને કલ્પવૃક્ષ માનવામાં આવે છે.
- તેની સુરક્ષા માટે ઇમરતીદેવીનું બલિદાન જાણીતું છે.
- તેનું લાકડું યજ્ઞની સમિધા તરીકે કામ આવે છે. યજ્ઞની જ્વાળાઓથી દરેક વાયરસજન્ય રોગો નાશ પામે છે.

### બોરસલી



- છાયાદાર વૃક્ષ.
- તેના દાતણ કરવાથી દાંત મજબૂત બને છે.

## મિશન અભિમન્યુ...

સંયોજક : ગૌરાંગભાઈ ધનાણી, કડોદરા-સુરત.





વર્તમાન લોકડાઉન પછી નો અનલોકડાઉન સમય છે જેમાં સ્કૂલ તમામ બંધ છે તો માહિલાસંઘ ટિમ કહે કે કેળવણી નો અફસોસ કેવો... આપણે છીએ ને ...

તમામ માંતા ઓ થી ઉતમ શિક્ષણ કોણ આપી શકે અને તેમાં પણ આપણા મિશન અભિમન્યુ નો બાળ સંસ્કાર જો અભિગમ તો વ્યાપક છે જ ને..

બેસ્ટ સમાજ અને બેસ્ટ રાષ્ટ્ર બનાવવું હશે તો આપણે ઘર માં જ ગાંધી, સરદાર, સુભાસચન્દ્ર અને નરેન્દ્ર મોદીજી નો વિચાર જે સતત આત્મ નિર્ભર ભારત નું નિર્માણ કરવા નો છે તે માટે કાર્ય આપણે જ કરવું પડશે જ ને...

તો તે માટે ના મિશન અભિમન્યુ ના સેશન ગોડેગાવ ,ભીમાશંકર ને મંચર જેવા પાટીદાર સમાજ,સી એસ આર આર રિજિયન ની મહિલાઓ ઉતમ કાર્ય કરી રહી છે..

ખારગર માં અંજુબેન દ્વારા પણ વેબીનાર થી મિશન અભિમન્યુ ની સીબીર લેવાનો પ્રયાસ છે જે પણ બાળ સંસ્કાર નો ઉત્તમ અભિગમ સાર્થક કરે છે...

નમીતા માધાણી, ગોવા મિશન અભિમન્યુ ના મોનીટરીંગ પર્વકતા ની જવાબદારી બેખૂબી નિભાવે છે. જેઓ સમગ્ર ભારત ની મહિલાને બાલ સંસ્કાર માટે સતત નિર્દેશ કરે છે.

ગીતાબેન નાકરાણી સતારા પણ યુવા ઉતકર્ષ ટિમ ના લીડર પીડીઓ છે જેઓ ચાઈલ્ડ સાયકોલોજી ના નિષ્ણાત છે અને તેઓ પેરન્ટિંગ ઉત્તમ તો બાળક ઉત્તમ માટે P 4 P ના વેબીનાર પણ કરે છે ને સહુ ને તે માટે અવગત પણ કરે છે...

શૈક્ષણિક સંસ્થા હાલ માં વિદ્યાર્થી ને સ્કૂલ માં સરકારી ગાઈડલાઈન મુજબ અને સંક્રમણ ના ભય ને કારણે શરૂ કરી શકતા નથી ત્યારે જોજો સમય એમને એમ ન જતો રહે... નિશાળ.બંધ છે પણ જ્ઞાન આપણે પણ આપી શકીએ છે.. વ્યકતીત્વ નિર્માણ નું કાર્ય આપણે જ કરવું પડશે...

એટલે માહિલાસંઘ યુવાસંઘ રિજીયન યુવામન્ડલ અને માહિલમંડલ ને સતર્ક કરે બાળસંસકાર કેન્દ્ર જેટલા નજીક નજીક ના ઘર માં અવશ્ય થાય..

બાળકો ને ઘર માં જ મર્યાદિત સંખ્યા માં વ્યસ્ત રાખવામાં આવે તે અતી આવશ્યક છે.. વિઝન ડેવલપમેન્ટ ટિમ નું પણ વિઝન માં કેળવણી એક પિલર છે જેઓ પણ જરૂર આ પરિસ્થિતી માં ગુણવતા સભર શિક્ષણ આપવાની તક મળી છે તે પ્રાયોગિક ધોરણે અસરકાર અમલ કરવા કતીબ્ધતા દાખવે...

કોરોના ને કારણે ભયગ્રસ્ત નહીં પણ જ્ઞાન ની વ્યાપકતા અતિ આવશ્યક છે.

વર્ક એટ હોમ સાથે શિક્ષણ એટ હોમ નો અભિગમ દાખવવા એજ્યુકેશન ટિમ યુવા સંઘ નાવીન્ય આપવા જરૂર કૈક નવી પદ્ધતિ આપશે .

મિશન અભિમન્યુ ની વ્યાપકતા એજ કોરોના નો સાચો પડકાર...

આવા સેન્ટર જ્યાં જ્યાં ચાલે છે એની માહિતી આપી ને આ સનાતન પત્રિકા પણ જરૂર પ્રોત્સાહિત કરશે...

આવો અનલોકડાઉન માં બંધ પડેલ શિક્ષણ વ્યવસ્થા ના પૂરક બનીએ..
બેસ્ટ ભારત નું નિર્માણ કરીયે...




**YSK નું રીપેમેન્ટ ટીમ યુવા સુરક્ષા કવચ... યુવાસંઘ**

YSK નું રીપેમેન્ટ ભરવાની છેલ્લી તારીખ ૧૫/૭/ ૨૦૨૦ છે, અગર આપ આ તારીખ સુધીમાં આપનું બિલ ભરવાનું ચૂકી જશો તો તારીખ ૧૬ /૭/ ૨૦૨૦ થી આપનું અજા સભ્યપદ ડિક્ટિવ કરી દેવામાં આવશે, અને પછી આપ આપના બાકી બિલની રકમ લેટફી સાથે જ્યારે ભરશો ત્યારથી નવા રૂજીષ્ટ્ર સભ્ય બનવા માટે લાગતા તમામ નિયમો સાથે એક વર્ષના ફ્રીઝ઼ પીરીયડ સાથે આપ એક્ટિવ મેમ્બર બની શકશો, માટે આપની આજુબાજુ, સગા સંબંધી, તેમજ યુવા મંડળ અને રિજીયનના સભ્યોમાંથી કોઈનું રીપેમેન્ટ ભરવાનું બાકી ન રહી જાય એની ખાસ ખાસ તકેદારી લેશો...

આભાર સહ....